વાંચી ૭૮૬ અમલ કરો.



Reg. No. 178

અય ઈમાનવાલાઓ તમારા પર રોજા ફરજ કરવામાં આવ્યા છે. જેવી રીતે તમારાથી પહેલાંવાલાઓ પર ફરજ કરવામાં આવ્યા. (કુરાન સરીફ)

# મસાએલે રમજાન

જમા કરનાર

મવલાના સૈયદ જાફરઅલી સાહેબ સુન્નીહનફીકાદરી ચીસતી

તા. ૧૫ સાબાન સરીફ ૧૩૪૨ હીજરી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

સૈયદ અહમદ-અલી ઠે૦ હતુપુરા-સુરત.

આવૃતી પેહલી પ્રત ૧૦૦૦

મરહુમ હાજી દાવજી દાદાભાઈના તરફથી ભેટ.

છાપનાર-રઘુભાઈ લલ્લુભાઈ દેશાઈ

છાપવાનું ઠેકાણું-શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ-સુરત.

# જરૂરી ગુઝારીસ.



...ક કામનો ફાએદો ત્યારેજ જાહેર થાએ છે જ્યારે તેની સરતો વીગેરેના ખીયાલ રાખી એમ સમજો કે કોઇ બીમાર દવા પીએ પણ પરહેજી નહીં કરે તો દવાનો ફાએદો ... જાહેર થસે.

હવે મુસલમાન ભાઇઓ રોજો રાખે છે. પણ તેના મસાએલથી વાકેફ નહીં હોવાને લીધે જે મકરૂહ થાએ એવા કામો કરે છે અને કેટલાક કામો તો રોજો તુટી જાએ એવા કરે છે ને કેટલાંક કામો રોજો મકબુલ થવા માટે કરવા જોઇએ તેનું ખીયાલ કરતા નથી અને આવી નરીઓનો ઇલાજ કરવાની ફીકર પણું નથી કરતાં અને [illegible] જેટલું દરેક મુસલમાન મરદ ને ઓરતપર સીખવું ફરજ છે તે પણ સીખતા નથી.

ખાકસારે પોતાના ઇસલામી ભાઇઓને વાકેફ કરવા માટે રમજાન સરીફના કેટલાક મસા- અને ફઝએલ જમા કીધા છુ. એ પાક પોતાના હબીબે પાક સાહેબે લવલાકના તુફેલથી અને મારા દીનીભાઇઓને ફેઝ પોંચાડે અને મકબુલ કરે આમીન.

ખાદેમુલ મુસલમીન

**સૈયદ જાફરઅલી અફઝલાહો અનહો.**

ડો૦ હલુપુરા, સુરત.

તા. ૧૫ સાબાનુલ મોઅઝમ ૧૩૪૨ હીજરી.

# બીસમીલ્લાહીર રહમાનીરરહીમ

અલહમદો લીલ્લાહે રબ્બીલ આલમીન વસ સલાતો વસ સલામો અલા રસુલેહી મોહમ્મદીન વ આલેહી વ અસહાબેહી અજમઈન અમ્મા બાદ ખુદાપાકે આગલી કોમનો ઉપર રોઝા ફરજ કીધા હતી રોઝો રાખવાથી ગુનાહ બલી જાએ છે ઇનસાનના માટે આ સબબથી પણ રોઝા રાખવાની ખાસ જરૂરત માલમ પડે છે. કેમકે ઇનસાન ભુલેથી ભરપુર છે અને તેથી ગુનાહ કરી લે છે. તે ગુનાહોના બલવા માટે એક ખાસ ચીજની જરૂરત છે તે રોઝો છે કેમકે ઇનસાનમાં જે-નફસે અમ્મારા છે તે ગુનાહો કરાવે છે. જ્યારે ઇનસાન રોઝો રાખે છે. તો તે નફસે અમ્મારા મરી જાએ છે એજ સબબથી રમજાન શરીફમાં નેકીઓ વધારે કરવા માટે દીલ ચાહે છે અને બીજા મહીનાઓથી એમાં નેકીઓ વધારે થાએ છે.

ખુદાપાકે હમારા ઉપર રોઝા ફરજ કીધા તેમા હમારાજ ફાએદો છે ખુદાપાકના ખજાના આસમાનો અને જમીનોના ભરપુર છે ત્યાં કોઇ ચીજની ખોટ નહી હતી કે હમોને એક મહીનાં માટે ભુખો અને પ્યાસા રેહવા હુકમ કીધે. નથી દુનીઆને ટેમસર રોઝી તે પોચાડે છે. તો ખાસ રમજાન સરીફમાં રોઝો રાખવનો હુકમ થયો તેમાં ખુદાપાકે હમારા માટે ખાસ ફાએદો રાખ્યો છે તે ફાએદો એજ છે કે રમજાન સરીફના રોઝા રાખવાથી ગુનાહ બલી જવાથી હમારામાં તકવો અને પરહેજગારી પૈદા થાએ અને જ્યારે તકવો અને પરહેજગારી પૈદા થઇ તો ખુદાપાકે જન્નત પણ મુત્તકી અને પરહેજગારો માટે તૈયાર કીધી છે એટલે રોઝો રાખવાથી હમોને જન્નતના વારેસ બનવે.

ખુદાપાક કુરઆન સરીફમાં ફરમાવે છે એય ઇમાનવાલાઓ તમારા ઉપર રોઝા ફરજ કીધા જેની રીતે તમારાથી પેહલાંવાલાઓ પર પણ ફરજ કીધા હતા કે તેથી (રોઝા રાખવાથી) તમો પરહેજગાર થાઓ.

આ આયતે પાકથી સાફ ખુલ્લું માલમ પડે છે કે રોઝાને ફરજ કરવાનો સબબ ખાસ હમારામાં તકવો અને પરહેજગારી પેદા કરવા માટેજ છે.

સરીઅતમાં મુસલમાન સફેદ સાહેકથી સુરજ ડુબવા સુધી નૈયત સાથે ખાવા પીવા અને હમબીસતરી કરવાથી દુર રહે તેને રોઝો કહે છે

રોઝાના માટે ત્રણ દરજા છે એક તે આમ લોગોને રોઝો છે તે ઉપર બયાન થયુ તેજ છે અને બીજો ખાસ લોગોનો રોઝો કે તેમા ઉપર લખાસીનાએ કાન, આંખ જબાન હાથ, પગ, અને સરવે બદનના ભાગોને ગુનાહોથી દુર રાખવાનું છે. ત્રીજો દરજો ખાસુલ ખાસ લોગેનો છે તેરોઝામાં ખુદા પાકની ઝાતેપાક તરફજ ધ્યાન હોય છે પોતાને ખુદા પાક સીવાએ સરવે ચીજોથી અલગ રાખવા આવે છે.

## રમજાન સરીફની ફઝીલતો

ખુદાપાકે રમજાન સરીફના મહીનાને સૌ મહીનાઓપર ખાસ બુઝુરગી આપી છે તથ એ મહીનામાં ખુદાપાકે કુરઆન સરીફને

નાઝીલ ફરમાવ્યો અને લેયલતુલકદર જે હજાર મહીનાઓથી બેહતર છે એટલે એક આદમી હજાર મહીના ખુદાપાકની બંદગી કરે અને એક આદમી ફક્ત લેયલતુલકદરમાં બંદગી કરે તો તે એક રાતની બંદગી હજાર મહીનાની બંદગીથી મરતબામાં વધી જસે એવી મુબારક રાત પણ રમઝાન સરીફમાંજ ખુદાપાકે રાખી છે.

૧ બૈહકીની હદી સરીફમાં છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલેહેવ સલ્લમે સાબાનના છેલ્લાં દીવસમાં વાએઝમાં ફરમાવ્યું કે અય લોગો તમારી પાસે બુઝરગી વ લો બરકત વાલો મહીના આવો છે તેમાં એક રાત હજાર મહીનાથી બહેતર છે. એ મહીનામાં નેકી કરવી. બીજા મહીનામાં ફરજ અદા કરવા જેવું છે. અને એમાં ફરજ અદા કરવું. બીજા દીવસોમાં સીત્તેર ફરજ અદા કરવા જેવું છે. એ મહીના સબરનો છે. અને સબરનો બદલો જન્નત અને એ મહીનો મોવાસાતનો છે એ મહીનામાં ખાનારાઓની રોજી વધારવામાં આવે. એમાં રોજદારને જે આદમી ઇફતારી કરાવશે તેના ગુનાહો માટે મગફેરત (બખસીસ થાએ) છે. અને ઇફતારી કરાવનારને રોજા રાખનારના જેટલો સવાબ મલે છે (અને) રોજા રાખનારના સવાબમાં કમી થતી નથી. અને અગર ખવાડવાની તાકત નહી હોય એવા આદમીઓ માટે એજ હદીસમાં છે કે જે એક ઘુંટ દુધ અથવા ખારક અથવા એક ઘુંટ પાણીથી રોજો ઇફતાર કરાવશે ખુદા પાક તેને પણ એજ સવાબ દેશે અને જે આદમી રોજદારને પેટ ભરી ખાવું ખવાડયું તેને ખુદા પાક મારી હોઝ (કોસર) થી (પાણી) પાશે કે જન્નતમાં દાખલ થતાં સુધી કદી પ્યાસો નહી થાએ. આઇ મહીનો તે છે કે જેનો સરૂ (દાએરો) રહમત છે અને એનો વચલો (દાએરો) બખસીસ છે અને તેનો છેલ્લો (દાએરો) જહન્નમથી આઝાદીનો છે. જે આદમી પોતાના ગુલામપર કામમાં કમી કરશે ખુદા પાક તેને બખસી દેસે. અને જહન્નમથી આઝાદ કરશે.

૨ તીરમેઝી સરીફની હદીસમાં છે કે રમઝાન સરીફની પહેલી રાત્રે સેતાન અને સરકસ જીન કેદ કરવામાં આવે છે. અને દોઝખના દરવાજા બંધ કરવામાં આવે છે. અને જન્નતના દરવાજા ખોલી દેવામાં આવે છે અને મુનાદી પોકાર કરે છે કે અયનેકી શોધનાર મોતવજ્જેહ થઇજા. અને અય બુરાઇ ચાહનાર દૂર રહે. અને કેટલાક લોગ દોઝખથી આઝાદ કરવામાં આવે છે અને એ દરેક રાતમાં થાએ છે. ઇબ્નેમાજા સરીફના હદીસમાં છે રમઝાન સરીફમાં એક રાત હજાર મહીનાથી બહેતર છે એ રાતથી જે મહરૂમ રહયો તે દરેક ચીજથી મહરૂમ રહયો તેની ખેરથી તેજ મહરૂમ થશે જે પુરો મહરૂમ હસે

૪ બૈહકી સરીફની હદીસમાં છે કે રમઝાન માટે જન્નત સરૂ વરસથી આખર વરસ થતાં સુધી સણગારવામાં આવે છે

૫ બુખારી અને મુસલીમ સરીફની હદીસમાં છે કે આદમીના નેક કામનો બદલો દસથી સાતસો સુધી દેવામાં આવે છે. પણ રોજાના માટે ખુદા પાક ફરમાવે છે કે રોજો મારા માટે છે. અને તેનો બદલો હું આપીશ (રોજાનો બદલો કેટલો મલશે તે સાતસો કે વધારે મુકરર કીધું નથી એટલે વધારેજ મલસે) બંદો પોતાની ખાહીસ અને ખાવાનું મારે લીધે છોડે છે. રોજદારના માટે બે ખુસયો છે એક ઇફતારી વખત અને બીજી ખુદા પાકની મુલાકાત વખત અને રોજદારના મોંડાની બુ ખુદા પાકના નજદીક મુસક (કસ્તુરી) થી વધારે પાક છે અને રોજો ઢાલ છે. અને જ્યારે કોઇએ રોજો રાખ્યો હોય તો

બેહુદા બકે નહીં અને ચીખે (બુમો પાડીને) નહીં. અને અગર તેનાથી કોઈ ગાલી ગલોચ કરે અથવા લડવા તૈયાર થાએ તો (તે રોજ દાર) એમ કહે કે હું રોજદાર છું (હું લડનો નથી)

૬ તીબરાની સરીફની હદીસમાં છે અગર કોઇ એક દીવસ નફલી રોજો રાખે (તેના બદલામાં) તેને જમીન બરીને સોનું દેવામાં આવે તોપણ તેનો પુરા સવાબ થાએ નહીં તેનો (પુરો) સવાબ તો કયામતના દીવસે મલસે.

૭ તીરમેઝી સરીફની હદીસમાં છે કે જે બંદા એક દીવસ ખુદાપાકની રાહમાં રોજો રાખશે ખુદાપાક તેના મોડાને દોઝખથી સીત્તેર વરસના રસતા (જેટલું) દુર કરી દેશે અને એક રેવાયતમાં સો વરસ પણ છે.

૮ બૈહકી સરીફના હદીસમાં છે કે નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે મારી ઉમતને રમજાનમાં પાંચ વાતો દેવાઇ છે જે મારા પહેલાં કોઇ નબીને નથી મલી પહેલી તો એ કે જ્યારે રમજાનની પહેલી રાત થાએ છે. ખુદાપાક તેમની તરફ નજર (રહમત) કરે છે. અને જેની તરફ નજર ફરમાવશે કદી અઝાબ નહીં કરશે બીજું એ કે સાંજના વખત તેમના મોડાની બુ ખુદાપાકની નજદીક મુસકથી પણ સારી છે. વાત એ ત્રીજીકે દરેક દીવસ અને રાતમાં તેમના માટે ફરીશતાઓ ઇસતેગફાર (બખસીસની દુઆ) કરે છે ચોથી એ કે ખુદાપાક જન્નતને હુકમ ફરમાવે છે કે તૈયાર થઇ જા અને મારા બંદાઓ માટે મોઝય્યન (ખુબસુરત) થઇજા (તેઓ) નજદીકમાં દુનીયાની તકલીફથી (છુટી) અહીં આરામ કરે અને પાંચમી એ કે જ્યારે છેલ્લી રાત (રમજાનની) હોય છે તો સરવેની મગફેરત (બખસીસ) ફરમાવી દે છે.

૯ તીરમેઝી સરીફની હદીસમાં છે કે ત્રણ આદમીની દુઆ રદ નથી થતી. રોજદારની દુઆ જે વખત ઇફતાર કરે અને ઇનસાફ કરનાર બાદશાહની અને મઝલુમની દુઆ.

૧૦ ઇબ્નેમાજા સરીફની હદીસમાં છે કે જેને મક્કા સરીફમાં રમજાન મલો અને તેમાં રોજા રાખ્યા અને રાત્રે જેટલું બની શકુ-કીયામ કીધું તો ખુદાપાક તેને માટે બીજી જમાના એક લાખ રમજાનનો સવાબ લખશે અને દરરોજ એક ગરદન (ગુલામ) આઝાદ કરવાનો સવાબ લખશે અને દરરોજ જેહાદમાં ઘોડા પર સવાર કરી દેવાનો સવાબ લખશે અને દરેક રાતમાં નેકીઓ લખશે.

આઇ–દસ હદીસો સીવાએ રમજાન સરીફના ફઝીલતોના માટે બીજી બહુ હદીસો છે તે મોટી કીતાબો જોવાથી માલમ પડશે.

## રોજાના મસાએલ

જે આદમી પર રોજો ફરજ થયો તેં રોજાના મસાએલ યાદ રાખવા પણ જરૂરી કે તેથી જાણી શકે કે રોજો દુરસત થયો નહીં મકરૂહ થયો કે નહીં સુંકામો કરવ.? રોજાની મકબુલયતની કવી ઉમેદ થાએ છે.

## રોજાના માટે નેયત.

રમજાન સરાફના રોજાની નેયત દરરોજ નવી કરવી જોઇએ એક દિવસ નેયત કરી લેવાથા પુરા મહીના માટે એ નેયત ગણાએ નહીં અને રોજો રાખવાની નેયતથી સેહરીનું ખાવું ખાધું અને કાંઇ જબાનથી બોલો નહીં એ પણ નેયત કરવા બરાબર છે. પણ જ નથી. નેયત કરવી બેહતર છે. ( રદદુલ મોહ વીગેરે કીતાબોમાંથી.

રમજાન સરીફના રોજા તથા સુનત તથા નફલી રોજા રાખવા માટે નેયત દુખા પછી કરી સકાએ છે અગર રાત્રે

પણ જો આસમાનના કીનારા પર અબર (વાદળ) વીગેરે હોય તો જલદી નહી કરવી જોઇએ જ્યારે સુરજ ડુબવામાં શક નહીં રહે ત્યાર પછી ઇફ્તારો કરે અને હલાલ રોજીથી ઇફતારી કરવી જોઇએ અગર હરામરોજીથી ઇફતારી કરવામાં આવે તો તે નામનોજ રોજો થયો જ્યારે પેટમાં હરામ રોજી ભરવામાં આવે તો પછી તકવો અને પરહેજગારી કેવી રીતે પેદા થઇ સકે તેથી પાક કમાઇ ખાવામા ઘણી જરૂરી છે.

અગર હરામ રોજીથી ઇફતારી અને સેહરી કરે તો એવું થયું કે એ આદમીએ પુરો દીવસ મકાનની દીવાર તૈયાર કીધી અને સાંજ થતા તોડી પાડી એવીજ રીતે રોજો રાખી ભુખ પ્યાસની તકલીફ ઉઠાવી સાંજે પરહેજગારીની દીવાર તૈયાર કીધી અને સાંજે હરામ રોજીથી ઇફતાર કરી તે દીવાર તોડી નાંખી.

દારમી સરીફની હદીસમા છે કે કેટલાક રોજદારને પ્યાસ વગર કઇ (સવાબ) નથી એટલે તેમણે પ્યાસ ભુખની તકલીફ રોજો રાખી ઉઠાવી પણ હરામ રોજી વગેરેને લીધે રોજો કબુલ થયો નહી અને સવાબથી મહરૂમ રહયો એવીજ રીતે ઇફતારીમાં એટલું નહી ખાએ કે ઉઠવા બેસવામાં તકલીફ થાએ અને તરાવીહ પઢવામાં સુસતી થાએ કેટલાક માલદારોના ત્યાં કીસમ કીસમની ચીજો તૈયાર થાએ છે તે ખાવામાં કેટલાકોને તો મગરેબની જમાઅત મલતી નથી બલકે વખત ચાલ્યો જવાથી નમાઝ પઢવાનું વખતમાં મલતું નથી. અગર થોડી ચીજોથી ઇફતાર કરી નમાઝ પઢી પછી ખાવા બેસે તો નમાઝ પણ મલી શકે અને ખાવાનું પણ આરામેથી ખવાએ ખુદાપાક હમારા રોજા કબુલ કરે.

બીજી વાત એ કે રોજો રાખવાથી નફસે અમ્મારા જે ગુનાહો કરાવે છે તે મરે છે જ્યારે સારી સારી ચીજો ખાએ અને વધારે ખાએ તો પછી નફસે અમ્મારા જીંદા થાએ છે તેથીજ સુફીયાએ કેરામે રોજો રાખી ઉપર ગરમ પાણી અને મામુલી ખાવાનું ખધું છે.

## ઇફતારી જલદી કરવા માટે હદીસો.

બુખારી સરીફની હદીસમા છે કે લોગ હમેશાં ખેરથી રેહસે જ્યા સુધી ઇફતારીમાં જલદી કરસે.

તીરમેઝી સરીફની હદીસમા છે કે ખુદા પાકે ફરમાવ્યુ છે કે મારા બંદામા મને વહાલો તેજ છે જે ઇફતારીમાં જલદી કરે છે

અબુદાઉદ સરીફની હદીસમાં છે કે દીન હમેશાં ગાલેબ રેહસે જ્યાં સુધી લોગ ઇફતારીમા જલદી કરશે કેમકે યહુદ અને નસારાની ટીલ કરે છે.

અને રોજો ઇફતાર કરાવવાની બહુ ફઝીલત આવી છે અને ખજુર અથવા ખારેક અથવા પાણીથી રોજો ઇફતાર કરવાનો હુકમ છે.

તીરમેઝી સરીફમા છે કે તમારામાં કોઇ રોજો ઇફતાર કરે તો ખજુર અથવા ખારકથી કરે કે તે બરકત છે અગર નહી તો પાણીથી (ઇફતાર કરે) કે તે પાકકરવાવાલો છે.

તીબરાની સરીફની હદીસમાં છે કે જેણે હલાલ ખાવા અથવા પાણીથી ઇફતારી કરાવી તેના માટે ફરીશતાઓ રમઝાનમાં દુઆ કરે છે અને સબેકદરમાં તેના માટે જીબરીલ અલૈહીસ્સલાતો વસ્સલામ દુઆ કરે છે (બીજી હદીસો રમઝાન સરીફના ફઝાએલ બયાનમાં જુઓ)

અબુદાઊદ સરીફની હદીસમાં છે કે રસુલે અકરમ સલલ્લાહો અલૈહે વસલ્લમ ઇફતારી વખત આઈ દુઆ પઢતા હતા.

અલ્લાહુમ્મા લકા સુમતો વ અલા રીઝકેકા અફતરતો.

## રોજાને મકરૂહ કરનાર ચીજો.

જે ચીજોથી રોજો મકરૂહ થાએ એવી ચીજોથી દુર રહેવું જરૂરી છે રોજામાં નુકસાન આવી જાએ છે અને નુકસાનવાલી ચીજની કીમત ઘટી જાએ છે અને વધારે નુકસાનવાલી ચીજ હોય તો ફેકી દેવાએ છે એવીજ રીતે રોજામાં કેટલીક ચીજ નુકસાન કરે છે અને કેટલીક વખત વધારે નુકસાન થવાથી મકબુલ થતા નથી.

બુખારી સરીફમાં છે કે જેણે બુરી વાત કેહવા અને તેના પર અમલ કરવાનું છોડું નહીં તો તેની ખુદાપાકને કાંઇ હાજત નથી કે તેણે ખાવા પીવાનું (રોજો રાખી) છોડી દીધું.

રોજો રાખી જુઠી વાતો અને ગીબત અને ચુગલી અને ગાલો બકવુ અને બેહુદા વાતો કરવી મના છે અને રોજાની હાલતમાં તો વધારેજ મના છે. એ ચીજોથી રોજાને નુકસાન પોંચે છે મકરૂહ થાએ છે.

ઇબને ખોઝયમાંની હદીશમાં છે કે રોજો એવું નામ નથી કે (ફકત) ખાવાપીવાનું છોડી દે ( પુરો ) રોજો તો એ છે કે લગવ અને બેહુદા વાતોથી દુર રહે.

રોજામાં કોઇ ઊઝર વગર ખાવાનું ચાખવું રૂહ છે પણ જો કોઈ ઓરતનો ખાવીંદ થવા [illegible] ડી કે ગુલામનો સરદાર ખરાબ ઝાજવાલો હોય તેથી ખાવામાં નમક વીગેરે [illegible] અથવા વધારે થવાથી ગુસ્સે થઈ જસે [illegible] હોય તો તે ઓરત અથવા લોંડી ખાવાને જબાન પર મુકી (ફકત) મજા માલમ કરી થુકી નાંખે અને હલકમાં કોઇ ચીજ જવા નહીં દે તો ચાખવું જાએઝ છે અથવા કેઇ ચીજ ખરીદ કીધી પણ તેને ચાખીને જુએ નહીં તો નુકસાન થાએ એમ હોય તો ઉપર લખ્યા મુજબ ચાખવું જાએઝ છે અગર નુકસાન નહીં થાએ તો ચાખવું મકરૂહ છે ( દુરરે મુખતાર વીગેરે )

રોજાની હાલતમાં ઓરતનાં હોઠ અને બદન ચુમવું અને મે બાશેરતે ફાહેસા મા દ છે અને ઓરતનો બોસો લેવાથી અથવા તેના બદનને અડકવાથી મની નીકલીજવાનો ખોફ હોય તો એ પણ મકરૂહ છે. એવી ચીજોથી દુર રહેવું જોઇએ (રદદુલ મોહતાર) (હલકમાં પાણી નહીં પોંચી જાએ તેથી) રોજાની હાલતમા મોઢામા અથવા નાકમાં પાણી ચઢાવવામાં મોબાલેગો (વધારે) કરવો મકરૂહ છે અને વઝુ અને ગુસલ વગર ઠંડક પોંચાડવા કુલ્લી કરવું અથવા નાકમાં પાણી લેવું અથવા બદન પર ભીગેલું લુગડું મુકવું મકરૂહ નથી પણ ગરમી વીગેરેના લીધે પોતાની બેચેની પરેશાની જાહેર કરવા બદન પર ભીગેલું લુગડું મુકવું મકરૂહ છે અને પાણીમાં ગુસલ કરતી વખતે હવા છોડવાથી રોજો મકરૂહ થાએ છે અને મોઢામાં થુક એકઠું કરી નીગલી જવાથી પણ રોજો મકરૂહ થાએ છે ( આલમગીરી વીગેરે )

રમજાન સરીફમાં એવું કામ કરવું કે જેનાથી તાકત કમી થઇ જવાથી રોજો તોડવો પડશે એમ ગુમાન ગાલેબ હોય તો એવા કામો કરવાના જાએઝ છે તેથી ભઠીઆરાને જોઇએ કે બપોર સુધી રોટી પકાવે અને પછી આરામ કરે. ( દુરરે મુખતાર ) એવીજ રીતે કડીઆ મજુર અને બીજા મેહનતના ધંધા કરનારાઓને પણ રમજાન સરીફમાં આરામ લેવું જોઇએ.

'કેટલીક વસતીઓમાં સેહરીના માટે મરઘાંના બોલવાથી છેલ્લું વખત સમજે છે એ વાત ગલત છે મરઘાં તો કેટલીક વખત તો બે વાગે પણ બોલે છે. કેટલીક વખત રોસની જોવાથી અથવા અવાજ સાંભલવાથી પણ રખો બોલે છે. એ કઇ સેહરીના માટે ટેમ મુકરર કરવો ઠીક નથી સેહરીનો છેલ્લો વખત સુબેહ સાદેક સુધી છે. સુબેહ સાદેક સુરજ નીકલવા પેહલાં એક કલાક અને અઢાર મીનીટ અને વધુમાં વધુ એક કલાક અને પાંતરીસ મીનીટ થાએ છે.

આજકાલ દફતારી તથા સેહરીના વખતો મા જંત્રી । (પંચાગ) હોય છે તે પર ભરોસો નહીં કરવો કેટલાક વખત ગલત થાએ છે.

રોઝાની હાલતમાં ફસ ખોલવાથી અથવા સીંગી લગાડવાથી તાકત કમી થઇ જસે એમ હોય તો તે મકરૂહ છે. (આલમગીરી)

## રોઝો તોડનારાહી ચીજોનું બયાન.

સરીઅતમાં રોઝો તોડવો સખત ગુનોહ છે બુખારી સરીફની હદીસમાં છે કે જેણે રમઝાનનો રોઝો વગર રૂખસતે (સફર કે બીમારી) ઇફતાર કીધો તો જમાનાના રોઝાથી પણ તેની કઝા થઇ શકે નહીં.

ઉપલો હુકમ તો રોઝો રાખે નહી તેના માટે છે અને રાખીને તોડી નાંખવું તો એનાથી પણ વધુ સખત છે.

ખાવા પીવાથી તથા હમબીસતરી કરવાથી તથા હુકો સીગરેટ પીવાથી અથવા તમાકુ ખાવાથી રોઝો તુટે છે.

ખાંડ વીગેરે જે મોંઢામાં રાખવાથી પીગલી જાએ. એવી ચીજોને મોંઢામાં રાખી થુક નીગલવાથી અથવા દાતો વચ્ચે કોઇ ચીજ ચણા બરાબર કે તેથી વધરે હોય તેને ખાઇ જવાથી અથવા કમ હોય ચણાથી પણ મોંઢાથી બાહેર કાઢીને પછી ખાઇ લે અથવા દાંતોમાંથી ખુન નીકલી હલકના નીચે ઊતરે અને તેનો મઝાહ હલકમાં માલમ પડે તો એ સરવેમાં રોઝો તુટી જાએ છે. (દુરરે મુખતાર)

કુલ્લી (મોંઢામાં પાણી લેવું) કરવામાં ઇરાદા વગર હલકના નીચે પાણી ઊતરી ગયું અથવા નાકમાં પાણી લેતાં દેમાગ પર પાણી ચઢી ગયું તો રોઝો તુટી જસે, પણ રોઝો યાદ નહી હોય તો નહી તુટસે. એવીજ રીતે રોઝદાર તરફ કોઇએ ચીજ ફેંકી અને હલકના નીચે ઊતરી ગઇ તો રોઝો તુટશે (આલમગીરી)

અંધારામા ખાવા પીવાથી અથવા ખુલ્લું હવું અને પાણીનો કતરો હલકમાં પોંચી ગયો તો રોઝો તુટી જસે. (આલમ

સુતર વીગેરેનો રંગીન દોરો મે રાખવાથી જો થુક રંગીન થયું એવા નીગલવાથી રોઝો તુટી જસે (આલમગ

આંખમાંથી આંસુ નીકલી મોંઢામ ટીપું કે બે ટીપાં ચાલ્યા જાએ તો તુટસે નહી પણ જો આંસુ વધારે જાએ તેનું ખાર પણ માલમ પડે તો રોઝો તુટ જસે. (આલમગીરી)

ઓરતને બદન અડકાવવાથી અથવા બોસો લેવાથી મની નીકલે તો રોઝો તુટી જસે. (આલમગીરી)

માથામાં અથવા પેટમાં જખમ હોય અને તેમાં લીલી કે સુકી દવા નાખવાથી જો દેમાગ કે પેટ સુધી દવા પહોંચ્યાનું માલમ રોઝો તુટી જસે પણ જો દવા માલમ નહીં પડે તો લીલી દવાથ તુટશે અને સુકી દવાથી નહી તુટે. (આ

ઉલટી–થવાથી રોઝો તુટશે ન ઉલટી વગર ઇખતીયારે પેટમાં પણ

જાઇ તો અગર મોઢું ભરીને હોય તો રોઝો ટુટસે અગર કોઇએ જાણી બુઝી કસદન કોલઠી મોઢું ભરી કીધી તો રોઝો ટુટસે અને મોઢું ભરી નહી હોય તો પણ ઇમામ મોહમદ રહમતુલ્લાહ અલૈહની નજદીક રોઝો ટુટી જસે [ દુર્રે મુખતાર વીગેરે ]

ઉલટીમાં બલગમ આવે તો રોઝો ટુટતો નથી પણ મોઢું ભરીને હોય તો ઇમામ અબુયુસફ રહમતુલાહ અલૈહના નજદીક રોઝો ટુટે છે [આલમગીરી]

અગર કોઇ આદમી રોઝો રાખી ભુલથી ... પીએ તો રોઝો ટુટતો નથી.

બુખારી સરીફમાં છે કે જે રોજેદારે ... ખાધું અથવા પીધું તે રોઝાને પુરૂં ... ખુદાપાકે (તેને) ખવરાવ્યુ અને પીવાડ્યુ છે.

... માખ અને ધુમાડો અને ગુબાર નાક—હલકમાં ચાલ્યા જવાથી રોઝો તુટતો નથી પણ યાદ હોવા છતા જાણીબુજીને અગરબત્તી ... બીજી કોઇ ખુસબો વીગેરેનો ધુમાડો ખેંચે તો રોઝો તુટી જસે ( દુર્રે ...ર વીગેરે )

સુરમો લગાડવાથી અથવા તેલ લગાડ... અથવા પચના ( સીંગી ) લગાડવાથી અથવા ખાબમાં મની નીકલવાથી રોઝો તુટતો નથી ( દુર્રે મુખતાર વીગેરે )

કાનમાં પાણી ટપકવાથી રોઝો તુટતો નથી પણ જો કાનમાં તેલ નાંખે અથવા તેલ ...લ્યુ ... અથવા નાકમાં દવા ચડવે અથવા ...કનો ( પાખનો લાવાની તરકીબ ) કરે તો ...ી જશે ( દુર્રે મુખતાર વીગેરે )

...ો રાખી કોઇ ભુલથી ખાવાનું ખાતો ...ને યાદ આવતાં ( મોઢાંમાંથી ) લુકમો ...ી દીધો તો રોઝો તુટસે નહી અને ...યા પછી મોઢમાંનો લુકમો નીગલ્યો રોઝો તુટી જશે. ( આલમગીરી )

તલ અથવા તલના બરાબર કોઇ ચીજ ચાવી અને થુકની સાથે તેની મઝા અને હલકમાં તે ચીઝનો મજાક માલમ પડે તો રોઝો તુટી જશે—(ફતહુલ કદી )

## તરાવીહનું બયાન.

તરાવીહની નમાઝ સઘલે ઇમામોના મઝહબમાં મરદ અને ઓરત માટે સુન્નતે મોઅક્કદા છે ખુદ હઝરત રસુલે ખુદા સલલ હો અલૈહે વસલલમે તરાવીહની નમાઝ પઢી છે. અને બે ત્રણ રાતોમાં આપના પાછળ સહાબીઓએ તરાવીહ પઢી છે પણ દરરોજ લોગો વધારે આવતા ગયા તેથી ખુદાપાકના તરફથી તરાવીહ ફરજ થઇ જાએ એવે આપને ખોફ પેદા થવાથી જમાઅત સાથે પઢવુ છોડી દીધું હતું હઝરત ઊમર રદેયલ્લાહો અનહોએ પોતાના જમાનામાં જ્યારે મસજીદોમાં લોગોને અલગ અલગ તરાવીહ પઢતાં જોયા તેથી ફરમાવ્યું કે સરવે એક ઇમામ સાથે એકઠા થઇને તરાવીહ પઢે તો બેહતર છે તેથી એક સહાબીને ઇમામ બનાવી સરવે લોગોને ઇમામ સાથે પઢવા કહ્યું અને બીજે દીવસે મસજીદમાં ઇમામ સાથે તરાવીહ પઢતાં લોગોને જોયું તે આપે ફરમાવ્યું નેઅમલ બીદઅહ બહુ સારી બીદઅત છે. અને હદીસ સરીફમાં તરાવીહની વીસ રકઆતો પઢવા માટે રેવાયતો આવી છે.

બૈહકી સરીફમાં છે કે હઝરત ઊમર રદેયલ્લાહ અનહોના વખતમા વીસ રકઅત તરાવીહ પઢતા હતા અને હઝરત ઊસમાન અને હઝરતઅલી રદેયલ્લાહો અનહોમાના જમાનામાં પણ વીસ રકઅતે તરાવીહની પઢતા હતા.

અને મોતા સરીફમાં છે કે હઝરત ઉમર રદેયલ્લાહ અનહોના જમાનામાં રમજાનમાં લોગો તેવીસ રકઅતો પઢતા હતા. બૈહકીમાં છે કે તેમાં ત્રણ રકઅત વીતરની હતી. (એટલે તરાવીહની વીસ રકઆતો રહી.)

અને જમહુર ઓલમાએ કેરામ ના મઝહબમાં પણ વીસ રકઅત તરાવીહની છે.

તરાવીહનો વખત એસાની નમાઝ પઢા પછીથી સુબેહ સાદેક સુધી છે. અને રાતનો ત્રીજો હીસ્સો જવા પછી તરાવીહ પઢવું મુસતહબ છે [દુરરે મુખતાર વીગેરે]

તરાવીહ બેબે રકઆતો કરી પઢે અને દર ચાર રકઅતો પઢયા પછી જેટલી ચાર પઢતાં વાર થઈ હોય તેટલું બેસવું મુસતહબ છે. અને ચાર રકઅતો પઢયા પછી બેસે તે વખતમાં જોઇએ કલેમો સરીફ પઢે અથવા દુરૂદ સરીફ અથવા તસબીહ પઢે. તસબીહ સબહાનલ્લાહે ઝીલ મુલકે વલ મલકુત સુબહાના ઝીલ ઈઝઝતે વલ અઝમતે વલ કીબરીયાએ વલ જબરૂત સુબહાનલ મલેકીલ હૈયીલ લઝી લાયનામો વલા યમુતો સુબ્બુહુન કુદદુસુન રબ્બોના વરબ્બુલ મલાએકતે વરરૂહ લાએલાહા ઈલલ્લાહો નસતગ ફેરૂલ્લાહ. નસઅલો કલ જન્નતા વ નઊઝો બેકા મેન્નનાર [ગુનયાહ વીગેરે]

તરાવીહમાં એક વખત પુરૂં કુરઆન સરીફનું ખતમ કરવુ સુન્નતે મોઅક્કદા છે. અને બે વખત ફઝીલત છે અને ત્રણ વખત અફઝલ છે. અને લોગોની સુસતીના લીધે ખતમ છોડવું. જાએઝ નથી. [દુરરે મુખતાર] તરાવીહમાં સુરતો પઢે તો પણ જાએઝ છે. [આલમગીરી]

કોઇ આલીમ હાફેઝ હોય તો બેહતર છે કે તે પોતેજ પઢે અને ઇમામ ગલત પઢતો હોય તો બીજી મસજીદમાં જવું જાએઝ છે અથવા બીજી મસજીદનો ઇમામ ખુસ આવાજ હોય અથવા પોતાના મોહલ્લાંની મસજીદમાં કુરઆન સરીફનો ખતમ થતો નહીં હોય તો બીજી મસજીદમાં જવું જાએઝ છે અને ઇમામ સહીહ પઢનાર થવો જોઇએ. [આલમગીરી]

હમારા જમાનામાં કેટલીક જગા તરાવીહ હાફેઝો પઢાવે છે. પણ શું પઢે છે તે કંઈ સમજમાં આવતું નથી અને હરફો પણ ગલત પઢે છે જેથી કેટલીક વખત તો નમાઝ થતી નથી. તેથી સહીહ પઢનારાઓ અને હરફો સમજમાં આવે એવી રીતે પઢનારા હાફેઝો થવા જોગએ.

નમાઝમાં કુરઆન સરીફ જલદી જલદી પઢવું તેમજ રૂકુઅ સીજદા વીગેરેમાં જલદી કરવું મકરૂહ છે [આ'લમગીરી]

કોઇ આદમીએ એશાની નમાઝ જમાઅત થી પઢી પણ તરાવીહ જમાઅત સાથે નહી તો તે વીતર જમાઅત સાથે પઢી [દુરરે મુખતાર વીગેરે]

તરાવીહની નમાઝ કેઇ ઊઝર બેસીને પઢવું મકરૂહ છે. અને કેટલાક ઇમા મઝહબમાં તો નમાઝ થસેજ નહી. [દુરરે મુખ

[સુસતીથી] રૂકુઅમાં ઇમામ જાએ સુધી કેટલાક લોગ બેસી રહે છે. અને રૂકુ સાથે થઈ જાએ છે એવું બેસવુ જાએઝ નમાઝના માટે મુનાફીક લોગ સુસતી તેથી તેમની મુસાએહત થાએ છે. [ગુનયા

ઇમામથી નમાઝમાં કોઈ સુરતકે આયત ભુલથી પઢવામાં રહી ગઈ હોય તો તે સુરત અથવા આયતના પેહલાં પઢી આગલ પઢવું મુસતહબ છે. [આલમગીરી]

તરાવીહની નમાઝ કોઇ સબબથી તુટી ગઈ તો તેમાં જેટલું કુરઆન સરીફ પઢયું હોય તેને બીજી રકઅતોમાં દોહરાવવું જોઇએ " ખતમ પુરો થાએ

વીતરની નમાઝ પઢયા પછી યાદ આવ્યુ કે તરાવીહની બે રકઅ ગઈ છે તો તેને જમાઅત સાથે અગર એમ યાદ આવું કે કાલે બે

રહી ગઇ હતી. તો જમાઅત સાથે પહવું નહીં અને સલામ ફેરવ્યા પછી કોઇ કહે બે રકઅતો થઇ. કોઇ ત્રણ કહે તો ઇમામને જેમ માલમ હોય તેમ અમલ કરે અને ઇમામને શક હોય તો જેના ઉપર ભરોસો હોય તેની વાત પર અમલ કરે અને લોગોને જો એમ શક થાએ કે વીસ થઈ કે અઢાર થઇ તો બે રકઅત અલગ અલગ પઢી લે. [આલમગીરી વીગેરે]

## ઇદનું બયાન.

ખુદાપાકે બેઉ ઇદોના દીવસ ખુશીના માટે દીધા છે અને તેથીજ એ દીવસોમાં તથા હજની ઇગીયારમી અને બારમી અને તેરમી ખે રોઝો રાખવો પણ હરામ છે. ખુદા-ની તરફથી એ દીવસો ઝીયાફતના છે.

ઇદની નમાઝનો વખત સુરજ એક નેઝા ના] બરાબર સવારે ચઢવાથી શરૂ થાએ છે. ઝવાલ સુધી વખત રહે છે. ઝવાલ થવાથી ઝ પઢી શકાએ નહી તેથી સલામ ફેરવ્વા ાં ઝવાલ થઇ જાએ તો નમાઝ થઇ નહીં રમઝાનની ઇદમાં વાર કરી પઢવું અને ી ઇદમાં જલદી કરવું મુ તહબ છે. મુખતાર વીગેરે]

## મુસતહબ ચીજો.

ઇદના દીવસે હજામત બનાવ્વું અને ગુસલ કરવું મીસવાક [દાતણ] કરવું સારા લુગડાં [નવા હોય તો નવા નહી તો જુના] પેહરવા ઇતર ખુસબો લગાડવી અને ઇદગાહમાં ચાલતાં જવું અને જલદીથી જવું અને નમાઝ પેહલાં ફીત્રા અદા કરી દેવું અને ઇદગાહથી ઘેર પાછા દગાહમાં જતી વખત જે રસતાથી ગયાં વગર બીજા રસતાથી જવું અને ઇદની નમાઝ પેહલાં ત્રણ કે પાંચ કે ખજુરો ખાઇ લેવી અગર કોઇ મીઠી ચીજ [શીર ખુરમો વીગેરે] અને ઇદના દીવસે ખુશી જાહેર કરવી. અને ખેરાત કરવી કે મુબારકબાદી દેવું મુસતહબ છે [દુરરે મુખ-તાર હેદાયા વીગેરે]

ઇદગાહમાં ચાલતાં જવુંજ બેહતર છે અને સવારી પર જવું જાએઝ છે અને ફેર આવતી વખતે સવારીમાં આવે તો હરજો નથી. [આલમગીરી]

ખાસ લોગોને ઇદની નમાઝ પેહલાં નફલી નમાઝ પઢવું મકરૂહ છે. જોઇએ તેના ઉપર ઇદની નમાઝ વાજીબ હોય કે નહી હોય અગર કોઇ ઔરત ચાસતની નમાઝ પઢતા હોય તો તે પણ ઇદની નમાઝ પછી પઢે અને ઇદની નમાઝ પછી ઇદગાહમાં નફલ પઢવા મકરૂહ છે ઘેરમાં પઢવા જોઇએ અને ચાર રકઅતો પઢવી જોઇએ અને આમ લોગો ઇદ પેહલાં અથવા ઇદગાહમાં નફલ નમાઝ પઢે તો મના નહી કરવું જોઇએ. [પટવાદે.] [દુદરે મુખતાર વીગેરે]

## ઇદની નમાઝ પઢવાની તરકીબ

પેહલાં ઇદુલ ફીતર અથવા ઇદુદ દોહાની બે રકઅતો છોતકબીર સાથે પઢવાની નેયત કરે અને કાન સુધી હાથ ઉઠાવી સરૂની તકબીર અલ્લાહો અકબર કહીને હાથ બાંધી લે ફરી સના પઢી ત્રણ વખત તકબીર અલ્લાહો અકબર કહે અને ત્રણ વખત કાનો સુધી હાથ પણ ઉઠાવે. પછી ઇમામ અઊઝો વ.ને બીસમીલ્લાહ પઢી સુરે ફાતેહા અને સાથે બીજી સુરત જોરથી પઢે અને રૂકુઅ અને બેઊ સીજદા કીધા પછી બીજી રકઅતમાં ઇમામ પેહલાં સુરે ફાતેહા અને બીજી સુરત પેહલાં પઢે અને પછી ત્રણ વખત તકબીર અલ્લાહો અકબર કહી દરેક વખત કાન સુધી હાથ ઊઠાવી ચોથી તકબીર કહી રૂકુઅમાં જાએ પેહલી રકઅતમાં પેહલી તકબીર કહી હાથ બાંધવા અને સના પઢા પછી બીજી બે તક-

ઓરોમાં હાથ કાન સુધી ઊઠાવે ત્યારે છુટા રાખે અને ચોથી તકબીર કહી હાથ બાંધી લેવું જોઇએ. અને બીજી રકઅતમાં જ્યારે છેલ્લાં ત્રણ તકબીર કહે તો તેમાં હાથ છુટા રાખે અને ચોથી તકબીર કરી હાથ ઊઠાવા. વગર રકુઅમાં જાએ અને બે તકબીર વચ્ચે ત્રણ તસ્બીહ [સુબ્હાનલ્લાહ કહે] પઢે તેટલું થોભવું જોઇએ અને બંને ઇદોમાં પેહલી રકઅતમાં સુરે જુમાઅ અને બીજી રકઅતમાં સુરે મોનાફેકુન પઢવું અથવા પેહલી રકઅતમાં સબ્બેહી સમાની સુરત અને બીજી રકઅતમાં સુરે હલ અતાકા પઢવું મુસતહબ છે [દુરરે મુખતાર વીગેરે]

કોઇ આવીને પેહલી રકઅતમાં ઇમામના તકબીરો કેહવા પછી સામેલ થાએ તો પેહલાં તકબીરો તેને કહી લેવી જોઇએ. અને ઇમામ રૂકુઅમાં ગયો હોય તો ઇમામ સાથે રૂકુઅમાં જાએ અને રૂકુઅમાં તકબીરો કહી લે પણ જો એમ સમજે કે ઊભા રહી તકબીરો કહીસ તો પણ ઇમામ સાથે રૂકુઅ મલસે તો ઊભા રહી તકબીરો કહે પછી રૂકુઅમાં જાએ. અને કોઈ આદમી ઇમામના રૂકુઅમાં જવા વખત આવે અને રૂકુઅમાં સાથે ગયો પણ તકબીરો પુરી કેહવા પેહલાં ઇમામે રૂકુઅમાંથી માથું ઊઠાવી લીધુ તો તેને બાકી તકબીરો કેહવાની જરૂરી નથા અને રૂકુઅમાં તકબીરો કહે તેમાં હાથ ઊઠાવવાનુ નથી. [દુરરે મુખતાર વીગેરે]

ઈદની નમાઝ કોઈ ઊઝરથી [ સખત વરસાદ હોય અથવા ચાંદ જોયો નહીં અથવા નમાઝ પઢતાં ઝવાલ થઈ ગયો ] ઈદના દીવસે થઇ નહીં તો બીજે દીવસે પણ પઢે અને બકરી ઈદની નમાઝ ત્રીજે દીવસે પણ પઢી શકાએ અને રમઝાનની ઇદમાં ઇદગાહ જતાં તકબીર ધીમે કહતા જવું અને બકરી ઈદ ઊંચા અવાજથી કેહતાં જવું અને બકરી ઈદમાં નમાઝ પેહલાં ખાવું નહીં જોઇએ [આલમગીરી વીગેરે ]

## ફીતરાનું બયાન.

ઈદુલ ફીતરના દીવસે સુબેહ સાદેક પછી દરેક મુસલમાન જે જકાત દેવા લાએક હોય તેના પર સદક એ ફીતર દેવું વાજીબ છે તરીકો ઈદની નમાઝ પેહલાં દેવું છે. અગર ઈદ પેહલાં રહી જાએ તો ઇદ પછી પણ દેવું જોઇએ અગર પેહલાના ફીતરા દેવાના બાકી રહી ગયા હોય તે પણ દઇ દેવા જોઇએ. [ આલમગીરી વીગેરે ]

તીરમેઝી સરીફમાં છે કે રસુલુલ્લાહ સલ્લાહો અલૈહે વસલ્લમે એક આદમીને હુકમ આપ્યું કે મકકા [સરીફ]ની ગલીઓમા હુક કરી દો કે સદક એ ફીતર વાજીબ છે.

દેલમીની હદીસ સરીફમાં છે કે જ સુધી સદક એ ફીતર અદા નહી કરે ત્યાં સુ રોજા આસમાન અને જમીન વચ્ચે લટ રહે છે.

બાપના ઊપર પોતાના નાના બચ્ચા તરફથી ફીતરો આપવો વાજીબ છે અને ' નહી હોય તો દાદાને દેવું વાજીબ છે. બૈરાંનો તથા મોટી ઉમરના અવલાદના તરફથી ફીતરો બાપ કે દાદાને દેવુ વાજીબ નથી [ આલમગીરી વીગેરે ]

## ફીતરામા શું દેવાએ

ફીતરામાં ઘઊં અથવા ઘઊંનો આટો અથવા સતુ અડધો સાઅ (આસરે પાકું પોણા બસેર) દેવું જોઇએ અને ખજુર અથવા મુનકકા અથવા જવ અથવા • આટો કે સતુ એક સાઅ. ( આસરે સાડા ત્રણ શેર) દેવું જોઇએ. [આલમગ

ઘઊં અને જવથી તેમનો આટો : બેહતર છે. અને તેમની કીમત પણ

સારી છે. પણ મોંઘવારીના વખતમાં ઘઉં કે જવ [કીમત દેવાથી] દેવું બેહતર છે અને કીમત આપે તો ખરાબ ઘઉં કે જવની નહીં આપે. [દુર્રે મુખ્તાર]

ફીતરો દેવામા અગર ઘઉં કે જવ અથવા મુનક્કા કે ખજુર વગર બીજી ચીજો ચોખા અથવા જવાર અને બીજા અનાજો આપે તો તેની કીમત ઉપરની ચાર ચીજોમાંથી કોઇની બરાબર થવી જોઇએ. [આલમગીરી વગેરે]

ફીતરો ઇદની પેહલાં પણ દેવું જાએઝ છે પણ બેહતર એ છે કે ઇદના દીવસ સુબેહ સાદિક પછી અને ઇદગાહમાં જવા પેહલાં [illegible]પે અને જે આદમીને જકાત દઈ શકાએ [illegible]ફીતરો પણ દઈ શકાએ છે અને જેને [illegible]ત લેવું જાએઝ નથી તેને ફીતરો લેવો જાએઝ નથી. [આલમગીરી દુર્રે મુખ્તાર]

## એઅતેકાફનુ બયાન

રમજાન સરીફના છેલ્લા દાએકામાં એટલે [illegible]સમી રાતથી ઇદનો ચાંદ દેખાએ ત્યાં [illegible] મસજીદમાં એઅતેકાફ કરવું સુન્નત [illegible]દા છે. અગર સેહરમાંથી એક પણ [illegible]ી એઅતેકાફ નહી બેસ તો સરવેથી [illegible]બો થસે [આલમગીરી વાગેરે]

બેહકી સરીફની હદીશમાં છે કે હઝરત ઇમામ હુસેન રદેયલ્લાહો અનહોથી રેવાયત છે કે હઝરત રસુલે મકબુલ સલલ્લાહો અલેહે વસલ્લમે ફરમાવ્યુ જેણે રમજાનમાં દસ દીવસનો એઅતેકાફ કીધો તો બે હજ અને ઊમરા કરવા જેવુ છે.

ઇબને માજા સરીફની હદીસમાં છે કે [illegible]ાફ કરનાર ગુનાહોથી દુર રહે છે. [illegible]કીઓથી ઉને એટલો સવાબ મળે છે [illegible]ણે બધી નેકીઓ કીધી અને હઝરતે એઅતેકાફ કીધો છે.

બુખારી સરીફની હદીસમાં છે કે રસુલુલ્લાહ સલલ્લાહો અલેહે વસલ્લમ રમજાનના છેલ્લા દાએકામાં વફાત થતા સુધી એઅતેકાફ કરતા હતા.

મુસલમાન અકલમંદનુ મસજીદમાં એ બાદત કરવાની નેયતથી બેસવાને એઅતેકાફ કહે છે.

એઅતેકાફ કરવું મુસતહબ છે અને રમજાન સરીફના છેલ્લા દાએકામાં સુન્નત મોઅક્કદા છે એઅતેકાફમાં રોજદાર થવું અને મસજીદમાં બેસવુ સરત છે. પણ જો કોઈ ઓરત એઅતેકાફ કરે તો ઘરમાં જ્યાં નમાઝ પઢવાની જગા હોય ત્યાં બેસે અગર જગા મુકરર નહી હોય તો નમાઝની જગા મુકરર કરીને બેસે [આલમગીરી વગેરે]

એઅતેકાફમાં બેઠા પછી વગર ઉઝરે [પેસાબ પાખાના] મસજીદથી બાહેર નીકલી શકાએ નહી નીકલે તો એઅતેકાફ ટુટી જસે. [હીદાયા]

પેસાબ પાખાના માટે મસજીદના બાહેર નીકલી શકાએ તેમજ વજુ અને ગુસલ કરવાનું જો મસજીદથી બાહેર હોય તો પણ નીકલી સકાએ. અને જુમાની નમાઝ માટે જામેઅ મસજીદમાં જઇ શકાએ. અને મીનારા પર જવાનો રસ્તો બાહેરથી હોય તો અઝાન દેવા માટે પણ જઈ સકાએ જાએઝ છે. [દુર્રે મુખ્તાર વીગેરે]

પોતાની જાજરૂ દુર હોય અને રસ્તામાં કોઈ દોસ્તના ઘરમાં જાજરૂ છે. તો પણ પોતાના ઘરમાં જઈ શકાએ [આલમગીરી]

એઅતેકાફ કરનારને મસજીદમાં ખાવું પીવું અને સુઈ જવું જાએઝ છે મસજીદ બાહેર કરશે તો એઅતેકાફ ટુટી જશે. [દુર્રે મુખ્તાર વીગેરે]

એઅતેકાફમાં બેસીને જોઇએ કુરઆન શરીફ પઢે અથવા હદીસ શરીફ પઢે. દુરૂદ શરીફ પઢે. જોઇએ દીનનો ઇલમ પઢાવે. પેગમબરોના અહવાલ બયાન કરે અને અવલેઆ અલ્લાહના અને સાલેહીન લોગોના હાલાત બયાન કરે તેમજ દીનની વાતો લખી શકે છે. [દુરરે મુખતાર વીગેરે]

એઅતેકાફમાં બીમાર પુરસી કરવા જવું કે જનાઝાની નમાઝ પડવા જવું જાએઝ નથી અને ઓરતને બોસા લેવો કે હાથ લગાડવું અથવા હમબીસ્તરી કરવી એઅતેકાફમાં હરામ છે અને એઅતેકાફમાં વેપારી લેણુંદેણુ કરવી જાએઝ નથી અગર કોઇ ચીજ લેવા દેવાની મસજીદમા નહી હોય તો પોતાની જરૂરત અથવા બચ્ચાંઓની જરૂરત માટે કોઈ ચીજ વેચે અથવા રાખે તો જાએઝ છે. [હેદાયા વીગેરે]

## શબે કદરનું બયાન

આગલા પેગમબરોની ઊમ્મતોની ઊમરો લાંબી હતી. તેથી ખુદાપાકની ઇબાદતો વધારે થતી હતી અને હઝરત રસુલે મકબુલ સલલ્લાહો અલૈહે વસલ્લમની ઊમતની ઊમરો નાની અને બેહતર ઊમત છે તેથી ખુદાપાકે પોતાના હબીબે પાકના તુફેલથી હમારા માટે ખાસ બુઝરગ દીવસો અને રાતો ઇનાયત કીધી કે તેઓમાં ઇબાદત કરવાથી નેકીઓ વધી જાએ. ખુદાપાકનો એહસાન છે શબે કદરની ફઝીલતના બેહદ આવી છે.

ખુદાપાક ફરમાવે છે કે સબે કદર હજાર મહીનાથી બેહતર છે એટલે એ રાતમાં કોઇ ઇબાદત કરે તો હજાર મહીનની ઇબાદત કરવાથી પણ વધારે સવાબ મળે છે. હમારા માટે ખુદાપાકે કેવી ખુશખબરી બયાન કીધી છે હઝરત મહબુબે સુબહાની રહમતુલ્લાહે પોતાની કીતાબમાં હદીસ સરીફ લખી છે કે સબે કદરમાં

ખુદાપાક જીબરઇલ અલૈહીસ સલામને જમીન પર ઊતરવા હુકમ ફરમાવે છે તેમની સાથે સાદરતુલ મુનતહાના સીતેર હજાર ફરીસતાઓ નુરના ઝંડાઓ સાથે ઊતરે છે. અને ચાર જગાએ બૈતુલ્લાહ સરીફ અને નબીએ અકરમ સલલ્લાહો અલૈહે વસલ્લમના રોઝા મુબારક અને બૈતુલ મુકદદસ અને તુરેસેનાની મસજીદ પાસે ઝંડાઓ ગાડે છે.

ફરી જીબરઇલ અલૈહીસસલામના કેહવાથી તમામ જગા ફેલાઇ જાએ છે દરેક જગા જેમા મુસલમાન મરદ કે ઓરત રેહતા હોય સરવે જગા ફરીસતાઓ જાએ છે પણ જે ઘરમાં કુતરો અથવા સુવર અથવા સરાબ અ હરામખોરી કરવાથી જનાબત [ગુસલ] હાલતમાં જે હોય અથવા છબી હોય એ ઘરોમાં ફરીસતાઓ જતા નથી. પછી તે ફ સતાઓ તસબીહ અને તકદીસ ક લાએલાહા ઇલ્લલ્લાહ કહે છે અને હઝરત ઊમત માટે બખસીસ માગે છે જ્યારે સ થાએ છે તો આસમાન તરફ ચડે છે.

અને એજ કીતાબમાં છે કે સબે કદ જયારે જીબરઈલ અલૈહીસ સલામ જમીન ઊતરે છે તો સરવે મુસલમાનો પર સલ કહે છે અને હાથ મેલવે છે. અને તે નીશાની એ કે બદનના બાલ ઊભા થઇ જ અને દીલ નરમ થઈ જાએ અને આંખોમા આંસુ નીકલે.

સબેકદર કઇ તારીખમાં છે એમાં આલ- માઓનો ઇખતેલાફ છે કેટલાક કહે છે કે એકવીસમી રાત છે કેટલાક તેવીસમી કેટલા ચોવીસમી કેટલાક ઓગણતીસમી રાત ક પણ વધારે ઓલમાઓ સતાવીસમી રાત ક

પણ બેહતર એજ છે કે પુરા ર સરીફના મહીનામાં ઢુડે અને ખાસ કરી

